શ્રી

# કૈલાસ કુમારી

## નાટકનાં ગાયનો.

---

શ્રી સરદાર વિજય નાટક કંપની.

બાલાસીનોર.

---

પ્રયોજક તથા પ્રકાશક—નૈયર.
બાલાસીનોર (ગુજરાત)

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સને ૧૯૨૮ સંવત ૧૯૮૪

---

કીંમત રૂ. ૦—૪—૦

આ પુસ્તકનાં તમામ હક્ક માલીકને સ્વાધીન છે માટે માલીકની
પરવાનગી શીવાય છાપવું, છપાવવું, ભજવું, ભજાવવું નહી.

૧૪૧૮૨



અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું અને શ્રી સરદાર વિજય નાટક કંપની
તરફથી એચ. એચ. ધી નવાબ સાહેબ ઓફ બાલાસીનોરે પ્રસિદ્ધ કર્યું.
મુ. બાલાસીનોર.

ॐ

તત્સત્ત પરમાત્મને નમઃ

શ્રી.

# કૈલાસ કુમારી નાટક.

## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ પાત્રો.

બલભદ્રસિંહ...બુંદેલખંડ બહારપુરનો મહારાજા.

અજીતસિંહ.....મહારાજા બલભદ્રનો કુમાર.

હરનામસિંહ....મહારાજા બલભદ્રનો મંત્રિ તેજનો પિતા.

તેજસિંહ........મંત્રિ હરનામનો પુત્ર અજીતનો મિત્ર.

દેવદત્ત..........બહારપુરનો તંબોળી અજીત અને તેજનો મિત્ર.

વાલીયો........બહારપુરનો હજામ કીશોરીનો ધણી કૌતકનો હીમાયતી.

એ સીવાય પ્રતાપસિંહ, જલ્લાદો, પ્રતિહાર, વિગેરે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૧૭૧૮૨
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

# સ્ત્રી પાત્રો.

**યક્ષકન્યાઓ....** અલકાપુરીની નૃતિકાઓ, ટાન્ડવ નૃત્ય કરી ત્રિપુરેશ્વર રીઝાવનારી (માયાઓ).

**કૈલાસકુમારી...** કૈલાસપુરના રાજાની પુત્રિ. (મગરૂરી માયા).

**શૈલબાળા......** મંત્રિ ગુણાઢયદેવની ગુણીયલ કન્યા. પછીથી તેજની તરૂણ.

**કીશોરી........** વાલીયા હજામની સ્ત્રી (કામણની દેવી).

**ચમેલી.........** કૈલાસપુરની માલણ રામ ઉપાસક (શીવરી).

**જુઈ............** ચમેલીની નાની દીકરી.

એ સીવાય, સખીઓ, દાસીઓ, અન્ય સ્ત્રીઓ વીગેરે.

ૐ

તત્સત્ત પરમાત્મને નમઃ

# કૈલાસ કુમારી નાટકનો ટુંકસાર.



**પૂર્વ વૃતાન્ત**—બુંદેલખંડ બહારપુરના મહારાજા બલભદ્રનો કુમાર અજીતસિંહ તથા તેમના પ્રધાનનો પુત્ર તેજસિંહ તથા નાગરીક તંબોળી દેવદત્ત એ ત્રણે ટ્રીપુટી વચ્ચે ધાડી મિત્રતા હોઈ સદા સર્વદા ત્રણેજણાઓ મોજશોખમાંહી સ્વછંદપણે વરતતા હતા. આજે તેઓ મહારાજા બલભદ્રસિંહના મહેલ નજીકના બગિચામાં બેસી નકામા ગપાષ્ટકમાં મગ્ન હતા. તેવામાં મહેલ સાફસુફ કરતા હજામ વાલીઆની દૃષ્ટિ બગિચામાં આ ત્રણે પર પડવી અને આ કૌતક જોઇ દીગ્મૂંઢ થવું. અહીંથી નાટયારંભ શરૂ થાય છે.

**પ્રારંભમાં**— યક્ષકન્યાઓનું ત્રિપુરેશ્વર, ગુણગાન, મંગળસ્તવન.



# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો-(સ્થળ) મહારાજા બલિભદ્રસિંહનો મહેલ.

મહારાજા બલભદ્રનું પોતાના કુમાર અજીતના માટે અફસોસ કરતા દેખાવું, ટ્રીપુટીનાં કારસ્થાન નિહાળી રહેલ હજામ વાલીયા તરફ નજર જતાં રાજાએ વાલીઆને પાસે બોલાવવો અને "શું જોતો હતો" પુછવું. જવાબમાં જે દૂખ હૃદયને ડસી રહ્યું હતું તેનુંજ વર્ણન વાલીયાના મુખથી સાંભળતાં રાજાનો પુર્ણ ખેદ, ટ્રીપુટીપર દેખરેખ રાખવાનું વાલીયાને સુચવી વીદાય કરવો. વાલીયાનું પોતાના કૌતકમાં ફાવતાં ફૂલાતા જવું બાદ રાજાએ પોતાની બદનામી શ્યે ઉપાયે ટળે કયા ઉપાયે કુમાર તંબોળીની દોસ્તિ તજે. એ ઉપાધીનાં ઉદ્ગારો કાઢતાં દેખાવું. એવામાં પ્રધાન હરનામસિંહનું પ્રવેશવું, દાના પાસે રાજાએ અજીતની બદફેલીના રોગને ટાળવાનું નિદાન જાણવું પ્રધાને એ ટ્રીપુટીના અસાધ્ય રોગને ટાળવાનું નિદાન. વાલીયા હજામની સ્ત્રી. કીશોરીનાં કામણુદ્વારા ટાળવાનું બતાવવું રાજાએ કીશોરીને બોલાવવા હૂકમ કરવો કીશોરીનું આવવું રાજા પ્રધાને કીશોરીને મનમાન્યા ઇનામની લાલચની માયા બતાવી ઉશ્કેરવી. કીશોરીએ કામ પાર પાડવા બીડું ઉઠાવવું બાદ પ્રધાન હરનામસિંહ તથા કીશોરીનું જવું, બાદ રાજાએ પુત્રની પામરતા માટે પરીતાપ કરતા જવું.—પિતુપ્રેમ.

## પ્રવેશ ૨ જો-(સ્થળ) બહારપુરમાં વાલીયા હજામનું ઘર.

કામણગારી કીશોરીએ ટ્રીપુટી ટાળવા કંચનપુરના રાજાની કુમારી વેષે પ્રવેશવું એવામાં વાલીયાએ પ્રવેશવું અને કામણ ભેળું પોતાનું

કૌતક ચલાવવા કીશોરને ઉશ્કેરવી, ફૂલણુ કીશોરીનું ફૂલાવું બાદ કામણગારી કીશોરીએ કામણુ કરવા સીધાવવું.

## કામણુ કપટાનંદ. (હાસ્ય).

## પ્રવેશ ૩ જો-(સ્થળ) બહારપુરનો બગીચો.

ત્રણે મિત્રોની ત્રીપુટીનું બગીચામાં ચા ટીપીનને આવકાર આપતાં દેખાવું ચીન્તાતુરમુખે કુમારને દેખી મંત્રિપુત્ર તેજે કારણુ પુછવું, જવાબમાં દેવદત્તની દોસ્તિ બાબત મહારાજા બલભદ્રે કુમારને બતાવેલ સખત સત્તાભાવ પ્રગટ કરવો, દેવદત્તે દીનતાથી દૂર થવાની આજીજી કરવી, કુમારે વખત પર જોયું જશે એવી બે પરવાઇ બતાવી. આનંદમાં નિમગ્ન થવું, બાદ કુંવરી વેષી કામણગારી કીશોરીનું પ્રવેશવું, ત્રણે જણનું મધુરી માયા જોઇ મોહાવું. કીશોરીએ પણ કામણનું બાણુ ખેંચી ભ્રમણાનાં તીર ત્રણે પર ફેંકવાં, કુમારી પાસે જવા માટે ત્રણેજણુ વચ્ચે કુતુહળતા અન્તે કુમારે મંત્રિપુત્ર તેજને જવાનું કહેવું. અનીચ્છા છતાં તેજસિંહે હૂકમને શીરે ચડાવી જવું ઢોગી કુંવરી કીશોરીએ તેજસીંહનાં કાનમાં ખાલી ખોટો ફૂકારવ કરી ચાલ્યા જવું. તેજસિંહનો આશ્ચર્ય અજીતની આતુરતા. " શું કહી ગઇ " એ પુછવા તેજ પ્રત્યે પ્રેરાવું. તેજ તરફથી નકારનો ઉદ્‌ગાર અજીતનો વ્હેમ, વ્હેમ ટાળવા દેવદતે તેજસીંહ તરફની હામી ભીડી અજીતને મનાવવા જતાં કુમારનો કોપ તેજસિંહને કેદ કરવો, તંબોળી દેવદત્તને દેશપાર.

## " તેખડનું તુટવું "

## પ્રવેશ ૪ થો (સ્થળ) બહારપુરમાં વાલીયા હજામનું ઘર.

ટ્રીપુટીને ટાળવાની ફતેહનું ઇનામ મહારાજા પાસેથી મેળવી કી· શોરીનું ખુશી થતાં પ્રવેશવું, કામણુ સાથે વાલીયાએ કૌતકનું કુતુહળ જગાવવું. કીશોરીએ પોતાના કામણુથી થયેલ કૌતક વાલીયાને જણાવવું. વસુ વીલાસી વાલીયાએ કૌતક જાણી ખુશી થવું. બાદ અરસપરસ વિશેષ કામણુ કૌતકનાં કપટી કામ કરી પૈસાદાર થવાના પ્રપંચમાં ગુંથાવું, અરસપરસ શ્રૃંગારી હાસ્યભાવ.

### " રમુજ. "

## પ્રવેશ ૫ મો–(સ્થળ) અજીતસિંહનું એકાન્ત ભુવન.

વહેમને વંટોળે ચડેલા કુમાર અજીતનાં દીલમાં કપટી કુંવરી કીશોરી પ્રત્યેનો મોહભાવ, મોહની નિરાશામાં, વિમોહ થતાં પ્રગટેલ ક્રોધમાં કમનશીબ તેજસિંહના કમભાગ્યનું અથડાવું. અજીતના અંતરમાં ઉદ્‌ભવેલ અંદેશ દૂર કરવા કારાગારમાંથી ફરી તેજસિંહને બોલાવી, " શું કહી ગઇ " જાણવા શામ દામ ભેદથી તેજને મનાવવો, પરંતુ જ્યાં કાંઇ ન કહ્યું હોય ત્યાં શું કહે. વ્હેમનું ઓસડ નહી. એ માફક, અજીતનાં ક્રોધનું દાવાનળ રૂપ થવું. જલ્લાદોને બોલાવી નિર્દોષ પ્રધાન, પુત્ર તેજસિંહને ફાંસીએ લટકાવી દેવાનો ઘાતકી હૂકમ દેવો.

### " બેદીલ મીત્રભાવ. "

## પ્રવેશ ૬ ઠો–(સ્થળ) પ્રધાન હરનામસિંહનું ગૃહ.

" ખાડો ખોદે તે પડે " એ માફક તંબોળી દેવદત્તનું બુરૂં કરવા જતાં પોતાનુંજ અહીત આલેખાયું. પોતાનાજ પગપર કૂહાડો પડતાં પ્રધાન હરનામસિંહનો પશ્ચાત્તાપ, બાદ તેમની સ્ત્રી ભદ્રાવતિનું આવવું.

પોતાના પતિને ચિન્તાનું કારણ પુછતાં પ્રધાન હરનામસિંહે તેજસિંહનાં કારાગૃહવાસના કઠોર સમાચાર આપવા, ભદ્રાવતિએ પુત્ર બચાવવા પોતાના પુરૂષ પ્રધાનને પ્રેરવો, બાદ એકાએક નોકરે આવી તેજસીંહે પોતાને બચાવવા માટેની પોતાના પિતાપર લખેલી પત્રિકા આપવી. પ્રધાને વાંચી પરીતાપ કરવો ભદ્રાવતિએ પુત્રને બચાવવા માટે ભદ્રકાળી રૂપ થવું. દીર્ઘ દ્રષ્ટી દીવાને સ્ત્રીને સમજાવવી, યોગી વેશે પુત્રને બચાવવા પ્રધાન હરનામસિંહના વિચાર પોતાના હાથેજ પોતાનું બુરૂં થયેલું દેખી દાનાનું દીનતામાં દોરાવું.

"કરયુગ."

## પ્રવેશ ૭ મો-(સ્થળ) બાહારપુરની સરહદપરનાં જંગલમાં વદ્ધસ્થાન.

નિર્દોષ પ્રધાન પુત્ર તેજનું જાલીમ જલ્લાદોની નિર્દયતાનાં પદ પ્રહારની ઠોકરો ખાતાં રડવડતા દેખાવું. નિરાધાર તેજનું બચવા માટે સરજનહાર પ્રત્યે દીનતાથી યાચના કરતા દેખાવું. બચવા માટે તેજે જલ્લાદોને અનેક નિર્દોષતાનાં વચનોથી કંગાલ્યતા બતાવવી. પરંતુ વ્યર્થ અજ્ઞાની, જંગલી, યમદુતો રૂપી જલ્લાદોએ તેજસિંહનું શ્યામ કપડે મુખ લપેટી ફાંસીને માંચડે ચડાવવો, દીનહીન તેજનું દયાભાવે દીનાનાથ પ્રત્યે દોરાવું. જલ્લાદોએ જીવ લેવા ફાંસીની ફાંસ પાડવા જતા એકાએક યોગી વેશે પ્રધાન હરનામનું પ્રવેશવું, જલ્લાદોનો ગભરાટ, તેજનો ઉદ્ધાર. "સત્તનો સાથી શ્રી રામ." એ મહામંત્રની મંગળતાનું દ્રશ્ય.

ટબ્લો.

**પ્રથમ અંક સમાપ્ત.**

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો-(સ્થળ) કુમાર અજીતસિંહનો મહેલ, બગિચો, નદી.

પુર્ણીમાની મધુર રાત્રિનો અપૂર્વ આનંદ લેતાં કૈલાસપુરના રાજાની કુમારી કૈલાસનું પોતાની સહચરીઓ સાથે હોડીમાં બેસી બહારપુર સુધી આવવું. સુન્દર બગિચો જોતાં સર્વનું બે ઘડી નિરક્ષણ કરવા તેમ જ આનંદ કરવા ઉતરવું. અરસપરસ યુવતિઓએ આંખ મીંચામણીની રમત રમવી. ઘેલીના ધોડા રૂપે કૈલાસે છુપાએલ ભૃંગાને પકડવી ભૃંગાએ સુતેલ અજીતને બતાવવો. બહારપુરના રાજકુમાર અજીતનું સૌન્દર્ય જોતાં કૈલાસનું મોહવશ થવું. અદીઠતાની યાદી માટે તેમજ ગુણુની કદર માટે ચતુર કૈલાસે પાનદાન મંગાવી કાથા ચુનાનો રંગ બનાવી તેનાથી રૂમાલપર સમશ્યા લખી કુમાર અજીતનાં મુખપર ઓઢાડી અતૃપ્ત અધીરા દીલે કૈલાસપુર તરફ રવાના થવું. બાદ કુમાર અજીતનું જાગવું રૂમાલ જોતાં આશ્ચર્ય "શું કહી ગઈ" એની ફરી ભ્રમણા થતી લખેલ સમસ્યા પર નજર પડતાં વાંચવી. ગૂઢતા નહીં જાણી શકવાથી તેજની યાદી થવી. પશ્ચાત્તાપ. જલ્લાદોને બોલાવી તેજસિંહને જીવતો લાવવાનો હુકમ. જલ્લાદોએ તેજસિંહને લાવી અજીતને સોંપવો. અરસપરસ મિત્ર મિલન તેજસિંહના મુખથી કામણુ કૌતકનું કપટી કારસ્થાન ખુલ્લું થવું. કુમારનો ક્રોધ, વાલીયા તથા કાશોરીને હદપારનો હુકમ. વાલીયા તથા કાશોરીએ વેરના વહનીમાં તેજસિંહને બાળી નાંખવાની ભિષ્મ પ્રતિજ્ઞા લેવી. બાદ કુમાર અજીતે તેજ પ્રત્યે વ્હેમથી થએલ ભુલની માફી માગવી. અજીતે તેજસિંહને કૈલાસની સમસ્યા બતાવવી. ચતુર તેજે સમસ્યાનો અર્થ કરી બતાવવો. ગુપ્ત છુપાઇ ઉભેલા વાલીયા તથા કા-

શોરીએ સાંભળી બાજી ઉંધી વાળવા અગાઉથી કૈલાસપુર જવાના વિચાર કરતા દેખાવું. કૈલાસ મેળવવા અજીતની ઉત્કંઠા તેજસિંહે કુમારને ઘણી રીતે સમજાવવો. પરંતુ નહી માનતા મોહવશ થએલ અજીતના મનોવેગે સાહસ કરવા પ્રેરાવું.

## " અદીઠ ચંપે ભૃમરભાવ."

## પ્રવેશ ૨ જો-(સ્થળ) કૈલાસપુરનાં કૈલાસબાગમાં ચમેલી માલણનું ઘર.

અવનવીત સુગંધી પુષ્પોનાં આભુષણો બતાવતી ચતુર ચમેલી માલણનું સુગંધતા પ્રસરાવતાં પ્રવેશવું. કુમાર અજીત તથા તેજનું આવવું. ચમેલીએ અમીરી ઠાઠ જોતાં આકર્ષાઇ આદરમાનથી આવકારવા અજીતે વાતચીતમાં ચમેલી કૈલાસનીજ નોકર માલણ છે તે જાણી લેવું. ચમેલીને લાલચમાં લલચાવી. બન્નેનું ત્યાંજ વિશ્રામવું. ચમેલીએ પણ મીજમાનોને માન આપવા. આસન જલ, પાન, વીગેરે હાજર કરવું. મીજમાનને વીશેષ માનથી રીઝવવા. બજારમાં પાન લેવા જવું. બાદ કુમાર અજીતે કુમારી કૈલાસને સ્મસ્યાનું ભાન આપવા તેમજ મળવાની તત્પરતા માટે ચીઠ્ઠી લખી તેજસિંહને આપવી. તેજસિંહે વાંચી ખુશી થઇ કૈલાસકુમારી માટે બનેલા હારનાં ગુચ્છમાં ગોઠવી દેવી. બાદ માલણનું પાન લઇ આવવું. બન્નેને પાન આપી મોડું થઇ જતાં કૈલાસ માટે ગુંથેલા આભુષણો વીગેરે છાબડીમાં નાખી જવાનું કરવું. જતી માલણને તેજસિંહે રોકી. બન્નેનું આગમન ગુપ્ત રાખવાની ચમેલીને સુચના આપવી. ચતુર ચમેલીએ નિર્ભયતાનો નાદ કરી. બન્નેને સંતોષવા.

## " લાલચુ માયા ભાવ. "

## પ્રવેશ ૩ જો-(સ્થળ) કૈલાસપુરમાં વાલીયા હજામનું ભાડુતી ઘર.

ફીશોરી તથા વાલીયાએ અગાઉથી અજીતની બાજી ઉંધી વાળવા કૈલાસપુરના દરબારમાં કામણ તેમજ કૌતકની કપટતાથી ઘુસવું, બાદ વાલીયાએ કુમાર અજીત તથા તેજસિંહ કૈલાસપુરમાં આવી ગયાના ખબર ફીશોરીને આપવા. વેરનો બદલો વાળવા વાલીયાએ ફીશોરીને ઉસ્કેરવી. ફીશોરીએ અજીતની બાજી ઉંધી વાળવા કૈલાસકુમારી પાસે જવા તત્પર થવું. પ્રેમમાં વિઘ્ન નાખવા કામણ કૌતકે ષડયંત્ર રચવું. બાદ બન્ને વચ્ચે વીનોદી વાર્તાલાપ.

## " જાત એવી ભાત. " આનંદ.

## પ્રવેશ ૪ થો-(સ્થળ) કૈલાસપુરમાં કૈલાસકુમારીનો કૈલાસ મહેલ.

પ્રાતઃકાળે ષોડશ શ્રૃંગાર સજાવતી સખિઓના સમુદાયમાં કુમારી કૈલાસનું દેખાવું. ચમેલીએ પણ પુષ્પોના પરીધાન પહેરાવી પુષ્પોથી કુમારીને વધાવવી. હારમાંથી ચીઠ્ઠી નિકળતાં કૈલાસે ચમેલીને પુછવું. રામઘેલી ચમેલીએ ગભરાટમાં પોતાની મોટી દીકરી જાઇનું નામ બતાવી કૈલાસનું મન મનાવવું. ચતુર કૈલાસે ચીઠ્ઠી વાંચી. હાર શીખવાને બ્હાને જાઇને પોતાના પાસે લાવવાનું ચમેલીને કહેવું. મારા રામ ચમેલીનું અકળાવું ને જવું. બાદ કૈલાસનો કુમાર પ્રત્યેનો પ્રેમભાવ મંત્રિ સુતા શૈલ બાળા પ્રત્યે પ્રગટ કરવો. ચાલાક ફીશોરીએ રમસ્યાની ગુપ્તતા કૈલાસ આગળ જાહેર કરી પ્રેમીને વ્હેમી બનાવી કોપાવવી. કૈલાસનો

કોપ અજીતના હાથે તેજસિંહને મારી નંખાવવાની મક્કમતા અને જો અજીત ન માને તો તેનો પણ ઘાત કરવાની ક્રુરતા કરવા કાળીકા રૂપ થવું. મંત્રિ સુતા શૈલનું સમસ્યા પુરી કરનાર તેજ પ્રત્યે ગુણવાન ધારી મોહાવું. ચમેલી માલણના ઘેર જઇ બન્નેને ચેતાવી દેવાના સતકાર્યમાં પ્રેરાવું. કૈલાસનો. " મહાકાળી પ્રકોપ, "

## પ્રવેશ ૫ મો (સ્થળ) કૈલાસપુરનાં કૈલાસ બાગમાં ચંમેલી માલણનું ઘર

કુમાર અજીતનાં સાહસ કામ પ્રત્યે ખેદ કરતા. તેજસિંહનું ચમેલીની રાહ જોતાં દેખાવું. બાદ મંત્રિ સુતા શૈલબાળાનું આવવું. અરસપરસ એક બીજાએ અનુરાગી થવું શૈલે તેજને ચંમેલીની વ્યાકુળતા. કીશોરીનું કપટ કામણ અને કૈલાસનો કોપ વીગેરે સર્વ હકીકત સવીસ્તર જણાવવી તેજસિંહે આભાર સાથે અધીરા દીલે સાંભળવી. કૈલાસની હઠતાનું શૈલે દીગ્દર્શન કરાવવું કુમાર અજીત જાઇ વેશે આવે તો શસ્ત્રમાં બે તમંચા લઇ આવવાનું સુચવવું મિત્ર માટે તેજસીંહે શૈલબાળા પ્રત્યે મદદની યાચના કરવી. જાઇ વેશે કુમાર કૈલાસ પાસે જાય ત્યારે કૈલાસ મહેલમાં કોઇ પણ રીતે પોતાને દાખલ કરવાની શૈલ પ્રત્યે માગણી કરવી શૈલે શીર સાટે સ્વીકારવી બાદ બંન્ને પ્રેમીઓએ પ્રેમ પંથનાં ગાનગાતા છુટાં થવું. બાદ અજીતે આવી અજાણ બાળા બાબત તેજને પુછવું, જવાબમાં તેજસીંહે થયેલી તમામ હકીકતથી અજીતને સમજાવી જાઇ વેશે જવાને પ્રેરવો, અજીતે જાઇવેશ સજવા જવું બાદ ગભરાતી માલણ ચંમેલીનું આવવું તેજસીંહે અજાણ્યા થઇ મારા રામની મુંઝવણ જાણી જાઇના માટે દીલાસો આપી ચંમેલીને શાન્ત બનાવવી બાદ જાઇવેશી કુમાર અજીતનું આવવું. ચંમેલીને અજાણ

રાખવા તેજસીંહ તેમજ અજીતે માર્મીક માયા ભાવ પ્રગટાવવો ચંમેલીએ જાઇને જોઇ ખુશી થતાં જાઇને લઇ, કૈલાસ કુમારી પાસે જવા વીદાય થવું.

## "ત્રિપર માયા ભાવ"

## પ્રવેશ ૬ ઠો (સ્થળ) કૈલાસ કુમારીનો કૈલાસ મહેલ.

કીશોરીનાં કપટ કામણુમાં ભરમાએલ કૈલાસની વહેમતા, દાસીઓની શ્રૃંગારીક છેડ બાદ ચમેલીને જાઇવેશી કુમાર અજીતને લઇ આવવું અને જાઇને મુકી ચાલ્યા જવું સર્વનું વીદાય થવું શૈલે પોતાના પ્રેમી તેજને છુપાવવો તેમજ કૈલાસે અજીતનો ઘાત કરવા. તૈયાર રાખેલ તમંચામાંથી ગોળીનાં કારટ્રીજ કાઢી તેની જગોએ બ્લેન્ક કારટ્રીજ નાખી. કૈલાસની ક્રૂરતા નિષ્ફળ કરવામાં પ્રેરાવું. બાદ અરસપરસ પ્રેમીઓનો હાર બહાને શ્રૃંગારીક વાર્તાલાપ, કુમારે કૈલાસના મોહમાં મુગ્ધ થવું, ચાલાક કૈલાસે કુમારને પોતા તરફ પ્રેમમાં આકર્ષાએલો દેખી તેજસીંહનો ઘાટ ઘડવાનાં ઉદ્દગારો આરંભવા, અજીતે કૈલાસને સમજાવવી ઉછૃંખલ બાળાએ અજીતને અપમાનવો, કુમાર અજીતે પણ કૈલાસનો ગર્વ ખંડન કરવા પ્રત્યુત્તરનો પડઘો પાડવો કૈલાસનો કોપ અજીત પર તમંચો છોડવો અવાજ ખાલી થવો એકાએક અજીતે બંન્ને તમંચા કૈલાસ સામે ધરી પુરૂષતાનું પુર્ણ પરીબળ બતાવવું મિત્રની મદદ માટે છુપાએલા તેજનું પ્રગટ થવું બંન્નેને દેખી કૈલાસનાં ગર્વનું ગળવું, ગભરાવું.

### " માયા મદહરણ પુરૂશાર્થ પ્રભાવ "

### ટેબલો

### અંક ૨ જો સમાપ્ત.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો (સ્થળ) કૈલાસ વન ત્રિવેણી તીરે કૈલાસનું શયન ભુવન.

મંત્રિ પુત્ર તેજસિંહનાં વીયોગે વીરહ ગાન કરતી મંત્રિ સુતા શૈલનું દેખાવું. એકાએક હોડીમાં કુમાર અજીત તથા તેજસીંહનું આવવું. શૈલે બન્નેને કૈલાસની શૈયાતળે છુપાવવા બાદ ભગ્ન હૃદયે કૈલાસનું શયનગારમાં પ્રવેશવું. કુમાર અજીત પ્રત્યે કૈલાસનાં કોપીત ઉદ્ગાર સુશીલ શૈલે કોપીત કૈલાસને શાન્તિનાં પાઠથી શાન્ત કરી. આરામ કરવાનું સુચવવું કૈલાસે વ્યાકુળ વદને શૈયામાં સુવું શૈલે પગ દાબતાં મધુર સંગીતનાં સ્વરે કૈલાસને નિદ્રાધીન કરવી બાદ શૈલે પગની સંકેતતા કરી બન્નેને ચેતાવવા બંન્નેનું બહાર આવવું, કુમાર અજીતે નિદ્રાવશ કૈલાસને બેહોશીની દવા સુંઘાડી બેહોશ બનાવી તેજ શૈલ મારફત હોડીમાં ઉતારવી બાદ કીશોરીનું પ્રવેશવું અજીતે તમંચો બતાવી કીશોરીને ગભરાવી. હોડીમાં ઉતારવી. બાદ દાસીઓનું આવવું કૈલાસ કુમારી શૈલ, કીશોરી વીગેરેને ઉપાડી જતાં જોઇ તમામે કોલાહલ મચાવવો. અજીત તથા તેજસીંહે તમંચા બતાવીને બાયાઓને દીગમૂંઢ બનાવવી.

### ટેબલો

## પ્રવેશ ૨ જો (સ્થળ) કૈલાસપુરમાં વાલીયા હજામનું ભાડુતી ઘર.

ધોબીનો કુતરો નહી ઘરનો કે ઘાટનો એ માફક વાલીયાના કૌત્તકની અવદશા થવી. કૈલાસ કુમારીનું હરણ થતાં કૈલાસપુરમાં રહે છે તો રાજા તરફથી વાલીયાને કપટનો બદલો બરાબર મળે છે અને બહારપુરમાં હવે કૌત્તક કરવા જઈ શકાય તેમ નથી. એ મુઝવણનાં

મહા સાગરમાં વાલીયાના કૌત્તકનું વલખાં ખાતાં દેખાવું અને નિરાશાએ સ્ત્રી વેશે બહારપુર જઇને કોઇ પણ પ્રયત્ને કીશોરીને ઉપાડી લાવવાનાં નિશ્ચય પર આવવું વાલીયાએ કૈલાસપુરથી બહારપુરને પંથે પડવું.
" વાલાના કૌત્તકની ત્રિશંકુ સ્થિતિ "

## ( હાસ્ય )

## પ્રવેશ ૩ જો (સ્થળ) બહારપુરમાં કુમાર અજીતસિંહનો મહેલ.

હઠીલી કૈલાસનું હરણ થતાં વીશેષ હઠતામાં કોપાવું સુશીલ શીલ બાળાએ અજીતનાં પ્રેમની અતુલીતતા ઓળખી. કૈલાસને મનાવવી. બાદ સખિઓની નાજુક નખરાની કૈલાસ પ્રત્યે શૃંગારીક છેડ અજીતનું આવવું. આંખ મીચામણીનાં નખરે ચતુર શૈલે કૈલાસના કરમાં અજીતનો કર સોંપવો કૈલાસનું શરમાવું બન્ને પ્રેમીઓએ મદના માન ઉતારી મનાવું. બાદ તેજસીંહે પ્રવેશી કુમારને વાલીયાના કૌત્તકનું વીતક કહેવું. કુમાર અજીતે વાલીયાને અંદર બોલાવવો તથા મહેલમાં કેદ કરેલ કીશોરીને બોલાવી બન્ને નીચોને નીચતાની નવાજીશમાં નાક કાપવાનો તેજસીંહને હુકમ કરવો, તેજસીંહે બન્નેને નકટાં કરી વીદાય કરવાં. બાદ મીત્રની મજામાં અડચણ થતિ ધારી તેજસીંહે રજા લઇ વીદાય થવું. પ્રેમી પંખીડાઓનો પરસ્પરનો વીતક વીરહ વાદ.

## " સ્નેહનાં સુત્રનું સંધાણું "

## પ્રવેશ ૪ થો (સ્થળ) બહારપુરમાં વાલીયા હજામનું ઘર.

કામણ કૌતકે નકટી દશામાં પ્રવેશવું, બંન્ને એ અરસપરસ એક બીજાનાં વાંક કાઢી કલહ મચાવવો અંન્તે બંન્નેનું સમજવું શુભ કામણ કૌતકના રસ્તા પર જઇ પ્રશ્ચાતાપ કરી નિયમ પર આવવાનાં બંન્નેના ઉદ્‌ગાર.

## " કર્મ એવું ફળ "

### પ્રવેશ ૫ મો (સ્થળ) બહારપુરમાં કુમાર અજીતસિંહનો મહેલ

પ્રથમ પતિ સમાગમે નવ વધુને નાયીકા ભાવ સમજાવતિ નવોઢાંઓનો નિગમ ભાવ બાદ કુમાર અજીતનો પ્રવેશ સખિઓનું જવું અજીતે અણબનાવે બોલેલી બાળાના બોલને મીઠડી મશ્કરી રૂપે કૈલાસને કહી મજાક કરવી. કૈલાસે થયેલ ભુલની માફી માગી. આદર્શ બાળા રૂપે લજ્જાથી નમ્રતા ભાવે નાથને નિરખવો. બાદ તેજસીંહે આવી મહારાજા બલભદ્ર તથા પ્રધાન હરનામસીંહનાં આગમનનાં સમાચાર આપવા બંન્નેનું પ્રવેશવું, કુમાર અજીતે બંન્ને વયો વૃદ્ધ આત્માઓને વંદન કરવા બાદ મહારાજા બલભદ્રે બુદેલનો ઝગમગતો તાજ અજીતને શીરે મુકવો તાજની સાથે દૂખ વેઠી લાજ સાચવનાર મંત્રિ પુત્ર તેજને તેના પિતાની પદવી આપવી. અજીત, કૈલાસ, તેજ, શૈલ વીગેરે પ્રેમી જોડાને સંસાર સબંધથી જોડી દઇ રાજનીતીનો ઉત્તમ સદ્બોધ આપી રાજા બલભદ્રે રમાપતિનાં રમકડાંને રાજી. કરવાં સર્વનું શીવરૂપ થઇ સ્વયંભુનાં ધ્યાનમાં લીન થઇ સતસંગતનાં સુબોધ ગાન ગાતા શાન્તિમાં સમાવું.

ૐ

શાન્તિ. શાન્તિ. શાન્તિ.

**વરદોભવા**

**અંક ૩ જો સમાપ્ત.**

ॐ

તત્સત્ત પરમાત્મને નમઃ

# કૈલાસ કુમારી નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### મંગળસ્તવન.

યક્ષ કન્યાઓ— ૧

તું ત્રિનય તુંહી ત્રિપુરેશ્વર
ગૌણાતીત ગંગધર ગણુપત ગુણેશ્વર
પાર્થેશ્વર
મદનાન્તક મહાદેવ મહેશ્વર
શામ્બ સદાશીવ ધવલ ધોલેશ્વર
ત્રિપર ત્રિશર ત્રિશૂળ તોલેશ્વર
હરીહર નટવર નટવ નટેશ્વર
તું ભયહરતા ભવ સુખ કરતા
અવધૂત ફરતા ભુત્ત ભુતેશ્વર

બલભદ્ર— ૨

સુત્ત બગડયો કુસંગત્તથી
કુસંગે ચડે રંગ કુરંગતા રંગ છાંઈ

આધાર ઉદ્ધાર તમ પુરૂષ ઉત્તમ મમ
તનમાં સંગત્ત રંગત્ત શુભતાની શુભ થાઇ

કીશોરી— ૩

મારૂ મનગમતું મોહબાણુ મોહ ભરી હું
તાકુ તિરછું નિશાન હું કમાન વળી હું
મોહની આ રૂપ મારૂં ત્રિપુર લોભાવનારૂં
શ્યામ સુન્દીર લોભાવું કટાક્ષ મારી હું
મારૂં જોબન જણાવું મદજોર ભરી હું

વાલીયો, કીશોરી— ૪

મારી કૌત્તકના ફંદામાં ફાંસી લઉં
કૈંક કામણનાં કૌત્તકમાં ઢાળી દઉં
આ કૌત્તકમાં મારો કારભાર છે
જ્યાં કૌત્તક ત્યાં કામણ તૈયાર છે
કૌત્તક ફક્કડ થઈ વચમાં ફરવાનાં
ભેગાં કામણ પણ કૌત્તક કરવાનાં
કૌત્તક કરવાનાં નક્કી મરવાનાં
ભાઇ ભાઈ કૌત્તક થાય
વાત ફૂટયે નાક કાન કપાય

અજીત, તેજ— ૫

કપટ કરત નવફલ કેવાં જોતે મુરખ વિચારી
અવીચારી મિત્ર ન કરશો દીલનો ખચીત

ખર ચોર ચોર દૂખ કરત ચિત્ત મલીન
તરત તરત તોડે પ્રિત તારી
મનની કલત તન મિત્ર ભરત વન
ભાત્ર ભાવ પદ એક ચઉદ વન
ખ્યાલી વીધીએ ખ્યાલ કરીએ
એવી છે આ ભુલ અમારી

કીશોરી--                ૬

જુઓ કેવું માયાવી રૂપ આ દેખાય છે
મોહની સ્વરૂપ જોઈ મોહન લોભાય છે
નેહ બાણુ મારૂં હું હાં
ઘાયલ બનાવું ઘવાય છે....
ચાહું હું જેને ફસાવું મુજ જાલમાં
કામણુ કીશોરૂં કહેવાય છે
મદ માતાં સ્તને સોહાતાં
ચાલું જ્યાંય ભાર થાય કમર લચક ખાય છે

વાલીયો, કીશોરી--        ૭

કીશોરી કામણુગારાં કામ કરે છે
જોઇ લેજો નેણુલા મુજ ઘેલાં
છે હામ. હામ. હામ.
કોત્તકજી એમ કહે છે કામણુ કરી
જમાવી દયો ઝટ મામલો મદઘેલા

ઝાંખે નહી કંઇ જેવું તેવું કામણ મારૂ એવું
અમૃતની વૃષ્ટીના જેવું કોત્તક તારે કહેવું
કોત્તકનું પણ એવું કહેવું ક્રર કામણ તું એવું
મરતાનાં કોત્તક માથેથી કફન ઉતારી લેવું

અજીત— ૮

નથી કયાંએ દીલને આરામ છે, દીનરાત નિદ્રા હરામ છે
એ પ્રેમદાનાં પ્રેમવીણ સુખ ચેનને તો પ્રણામ છે
એક કામીની ખાતર તને દ્રોહી થવાની હામ છે
તારા જેવા દગાબાજ મિત્રને મારા છેલા સલામ છે
એ મોહનીના મોહ કાજે નામ મુજ બદનામ છે
હાય મિત્ર મુખથી કહી તજ્યા એ કલંક કેવું શામ છે

અજીત— ૯

દયા નથી દીલમાં જરીએ જરીએ
દોસ્તિ ન કરીએ દૂષ્ટોથી ડરીએ
દ્રોહી સંહરીએ રહેમ ન કરીએ
ઝટપટ ફાંસીએ ટાંગો એને
મિત્ર તણી નથી મને પરવાહ
લઇ જાવ કેદ કરીને ત્યાં

હરનામ— ૧૦

અન્યનું અવળું કરવામાં આજે હું
અહિત કમાયો જગમાં
ખોટપનો ખાડો ગાડયો તેમાં તેં પુત્રજ પાડયો

મારોં કુહાડો મેં પગમાં
વીણુ આધારે તારો તેજનો તારો ઉગારો
દાખી દ્રવતા તું જો દ્રગમાં

તેજ--　　　　૧૧

કોઇ બચાવો હાય આજે અહીંયા મારૂં કો નહી
હાય મરૂં નિર્દોષ આજે
હાય રડશે માત તાત કહી તેજ મારો કયાં હશે
શબ રખડશે રાન માંહી
ખોટની આ બે ખબર થાશે ખરે મુજ તાતને
ઇશ તું આધાર વીના

તેજ--　　　　૧૨

નિર્દોષ આજે હું મરૂં કંઇ દોષ નવ દેખાય છે
ન્યાય તારો તુટતાં તુજ તેજ માર્યો જાય છે
તાત મારાને કહેજો વાત આ મુજ ઘાતની
ચિન્તા નહી કરશો કંઇ કરમે લખ્યુ તે થાય છે
અન્તના બે બોલ કહેજો તેજનાં શિરતાજને
રામ નહી માનો કહ્યું ઝટ ભરત જડ થઇ જાય છે
વીણુ વિચાર્યું કામ કરતાં કંઈ નહી સમજાય છે
સખત જ્યારે વખત પડતાં બહુ પછી પસ્તાય છે
તું છે મારો તેજ તારો ત્રિશરપરે ટીંગાય છે
લે બચાવી જલ્દી આવી તેજ વીહીન થાય છે

અંક ૧ લો સમાપ્ત.

## અંક ૨ જો.

**અજીત—** **૧૩**

દીન કેમ આ જવાનાં દીલ કોને જઇને પુછે
ખુણે રૂદન થવાનાં કોણ આંસુડાઓ લુંછે
ખોળીશ થઈ દીવાનો દીલડા તણો એ દાનો
માર્યો ખરે મસ્તાનો, પસ્તાવો કોને પુછે
દુન્યામાં દુઃખી થવાનો ન માયા મળી ન દાનો.
ઘર ઘાટ મહીં રહેવાનો કોને પછી શું પુછે.

**અજીત-તેજ-વાલીયો-કીશોરી—૧૪**

કૈલાસી પુર ધામ કરવા કામ અજીતની
કૈલાસીનાં માથે નજર છે
મોહનાં મહાલવાનું મન છે નિશદીન
કામ ઉઠાવ્યું સાહસ જેવું મિત્ર તને શું મારે કહેવું
હું તો મુખથી કહીને થાકયો આમાંથી થાશે કેવું
ગૌરી ગોરી ખાળો ખોળી સાધી એકાન્ત ભોળી
કીશોરીનું જો કામણ કેવું કામણ છે નાગણનાં જેવું
મારે કોત્તક ક્યારે કહેવું કોત્તક છે જોયા જેવું.

**ચમેલી—** **૧૫**

ફૂલ મારાં સુંઘો કોઇ આવો અરે લઇ જાવો.
સુરમ્ય મનાવો લઈ ખુશી થાવો
આ કેવી મજાનો છે લ્હાવો

ચમેલી પ્રસરાવે શિતળ લ્હેરો આવે
એ આ સુમનનો સ્વભાવ
દૂખડાં સહુ દૂર જાય મનડું પ્રફૂલ થાય
પ્રીતે પલંગે પથરાવ

## અજીત-તેજ-ચમેલી— ૧૬

લ્યો સુખે આરામ રામ લાભ શુભ પામવા.
છું સમર્થ સર્વ વાતે કામ પાર પાડવા
સહન વહન શિત્તળ છાયા
નિહાળી કેન્દ્ર મનેન્દ્ર લોભાયા
ચમેલી ફૂલો કેવા છવરાયા.
મીઠી સુગંધે ભ્રમર ભરમાયા,

## વાલીયો, કીશોરી— ૧૭

વાલા છોડીદે કર મારો મરડાય છે
મરડો ના હાથ મારો ચુડી નંદવાય છે.
જાવા દે મને આજ ધાર્યું કરવાને કાજ
દીલડાની વાળું દાઝ દુનિયાની મુકી લાજ.
કામણ કીશોરૂં કહેવાય છે.
કામણનાં બાણે કાંક તીખું નિશાન તાક.
ઝીણી નજરેથી ઝાંખ કૌત્તકનાં તીર હાંક
કૌત્તક વાલાનું કહેવાય છે.

દાસીઓ—                ૧૮

ઉઠ અલી પ્રાતઃ થયો ઉદય થયો ઉદ્‌ભાન,
તું પણ તજ આળસ હવે ધર શ્રૃંગારે ધ્યાન
છોડ અલી તારૂં વાસુકી તોફાન
સધ્ય ચોડીલે રત્નોનાં સુન્દીર શિરતાણ
કર્ણઝાલ દેખી ત્રિપરા લોભાયા,
દમક દામણીનાં દમકાનાં ચમકે ચોળાયા.
નથ નોંક રોંક મારે મુદીત્ત મોહબાણ.
ભાલચંદ્ર ટીલીપર ત્રિપુરારી ધ્યાન
કંઠમાળ મુદીત્ત હાર છે હીરાનાં
રૂડી ઝરમરમાં લાલ ટાંકયા પન્ના પુખરાનાં.
કંટેશરીનું કામણ કંદરપી નિશાન
ત્રિપુરાઝી તું સમુન સુન્દીર સુજાણ
કર કંકણ સોહાવે ચુડી રૂડી
હેમ હાથ કડાં બાજુમાં હીરા મરોડી
પેખ દેખ એક છોલેલી છલ્લીઓનું તાન.
ઝીલ્લીનાં નાદ જેવું જીણું ઝણકાન.
નિલમ બેરખા નીલમતા નિરાળી,
ચુહાદંતી વળી સાથ હીરા વીંટી હેમાળી,
દેખુ દર્પ દર્શ અંગુઠી મુદ્રા નિશાન
નિરખતાં સ્વરૂપ શીવ રૂપા સનમાન
કટી મેખળા સીંહ લંકી સોહાવે

હેમ છડા સાથ ઝીણાં બોલાં ઝાંઝર ઝણકાવે,
ઉઠ બેશ ઠેશ ઠમકાનીમાં મચુર ભાન
શૈલીની સોહાતી મોહીનીનાં માન
ચાદર ઓઢણી ચમેલી છવરાવે
કંઠ મૌલસરી માલ સાથ ડોલર દહેંકાવે
જો જુઇ જાઈ વેણી મણી વાસુકી ભાન
પદમા કર પરવીની પ્રબલા પરમાન
અત્તરો ગુલાબ અંત્તર મહેકાવે
ખસ મુશ્ક હીના સાથ મીઠી માલતી મોહાવે
ભૃંગ ખટ પદ્ નાસે ચંપા ચપળાનાં ભાન.
સુરભતા સોહાવે સુગંધીની શાન

કૈલાસ— ૧૯

કોઇ ત્રિપર ત્રિશરને બતાવો જાઉં અસૂરને હું છળવા
મારી માયામાં ફસાવું ત્રિપર હાથે ત્રિશર હણાવું
મોહક મન કરી મુખ મલકાવું
ચોવન મદ જોબન જોશે જ્યાં મારી ભૃકુટી તાડું
ત્રિશર ત્યાં અધવચ માયા થઈ અથડાવું.

તેજ— ૨૦

અજબ આ રાહની રીતી અજબ પંથે જવાનું છે
ઉઠાવ્યું કાજ સાહસનું વીષમ વ્હેમી થવાનું છે
અદીઠો પ્રેમ આ કેવો ભૃમિત ચંપે ભૃમર જેવો
અજાણ્યો સ્નેહ આ એવો ફોકટ ફુલે ફસાવું છે

તેમજ આ પ્રેમ કૈલાસી વીલાસી વાસનો એવો
અજીત અધીરો ભ્રમર જેવો સુમન ચંપે મુંઝાવું છે.

**તેજ, શૈલ—** **૨૧**

મને પ્રેમનો પંથ બતાવો, તરલાને ના તરસાવો
મને પ્રેમનું પાન કરાવો પ્રેમદાનું મન રીઝાવો.
તેજ તારો તારીકા જોતાં ઝગમગતાથી ઝગી રહે છે.
શૈલ ભુલીશના સ્નેહ સાથરો સ્નેહ તણો શુભ લહાવો.
પ્રગટાવું હું પ્રેમતણો દીલડામાં દીપ ઉજાળો
ઝગમગશે જ્યાં સુધી જીવન એ શૈલ-તેજ પ્રગટાવો.

**અજીત, તેજ, ચમેલી—** **૨૨**

મને ભોળીને ભરમાવીને ભૃષ્ટ કરી હાય-
મને ભોળીને

નેણ બાંણુ મારો ના અમથી સહેવાય
મને રંગમાં રીઝાવો હવે તો ન રહેવાય
જાઈ પ્યારી મારી તું શીદ શરમાય
આવો રંગમાં રમાડું દીલ ભેટવાને ચહાય
મારે નથી માવો મન એકલું મુંઝાય
કોઈ આવો મને ભેટો ઉર બહુ અકળાય-

**કૈલાસ, સખીઓ—** **૨૩**

મારી સુન્દર મનહર નયન ત્રિકોણ ગયોએ
નમન ધીર તન અધીર આજ સ્થિર નહી નાજ
તું ભૃકુટીલાજ રીસનયન નવ છે મૃગ ચાળો

ધ્યાન તાન ત્રિશર તરફ મારી મદ હું હરૂં
મોહ નયન બાણે કરૂં, કંકણુ કપટતાને
મુકું ત્રિપર ત્રિશર માથે તો ત્રિનય સમજાઇ.

અજીત, કૈલાસ ૨૪

શરમાઇ જવું ક્યાં હાય હવે નક્કી પ્રિયતમજી
મુજને પજવે.
શરમાઉં ક્યાં જાઉં બસ હાંઉં
સ્નેહભર્યાં નાહોલીયાનાં આ નેહભર્યાં
નયણો લજવે
બોલું હું કયમ કરી શરમે હું જાઉં મરી
ભાવ છેલો અવનવા ભજવે
દોડો અલી સખીઓ પ્રિયતમજી બહુ પજવે.
જાઇ કને હીત હાર શીખી લ્યો,
જાઇ નહી તમને પજવે
આવો આલીંગુ ફરી જાઇને જો દીલભરી
દીવાનું દીલડું શીદ દઝવે
નાહાક બૂમો પાડી તું મહેલો ગજવે

અંક ૨ જો સમાપ્ત.

---

## અંક ૩ જો.

શૈલ— ૨૫

થઈ ગયા તમે શું ઠગારા,
મન ચેન નહીં ક્યાંઇ તરલાનાં તેજ મારા
વ્હાલા વીના ના ગમે વ્રેહો હમે વીરહાળા
છેક માયા તજી વીસારી દીધી પ્રાણપ્યારા

શૈલ— ૨૬

શામ્બ મુખેતિ ચંદ્ર ચાંદની રૂપે થયો
મોહની સ્વરૂપ જોવા વાદલડે વીંટાય
થાએ અંધકાર ક્યારે મારૂં કામ સધાય
રોહીણીનાં રાગે એણે ધામ ઠામ ન જાણ્યું
લજ્યો એ લલાટી લેવા શૈયા તળનું ટાણું
ભાલનો એ ચંદ્ર કેવો ચાંદની ચોરી ગયો
છતાં અજવાળું રૂડું ઓથ છતાં ઓપાય

વાલીયો— ૨૭

કોત્તકજી ભાગો કૂટયા કોત્તકનાં સહુ ભેદરે
પકડાણો વાલાં તો તારો કરશે શિરછેદરે
કામણ કેરી જાણ થશે કે પડશે તારી પોક
દોડવશે કોત્તકનાં પાછળ પલટન કેરાં લોકરે
વાલા થઇજા નાર રૂપાળી કોત્તક કેરી બાઇ
કીશોરીનાં માટે વાલા તારી થાય ભવાઇ રે

સખીઓ— ૨૮

જો અલી તું આવે પીયું ત્રિનય શું તરસાવો
ભોળો ભરથાર તારો કૈલાસી વર રૂપાળો
આવે તું અકારો ૐ સુમને વધાવો
ત્રિપરા ત્રિશૂળ તાડયો પદ નીચે તેં પીયુ પાડયો
માયાને સમાવ આવે ભાલચંદ્ર વાળો

કૈલાસ, સખીઓ— ૨૯

અલી આવ્યો આંખો તું મીંચી લેને
વ્હેલી વ્હેલી આંખો તું મીંચી લેને
હરખી હરખી અરે હાં (૨)
જઇ સુન્દર વરને બાથજ ભરને નીંચા નયણે
હું રમણી નું દીધેલ રમત દીલ રમણ
નહી તરછોડશે
પકડાતાં પ્રિયત્તમ હૃદયે ભેટી મને હાય
પછી નવ છોડશે
સમજાયું પછી શું થાશે આ વસ્ત્રો સહુ ચોળાશે
જ્યારે તું બહુ મુંઝાશે પછી નાજુક નખરો થાશે
તો એ વખતે જોવાશે હૈયે જેવું હોઠે જાશે

અજીત, કૈલાસ— ૩૦

રામ રૂપાળો કૈલાસીવાળો મારો શામ્બ રૂડો
રોહીણી હું રાત આખી સ્વપ્ને રહી ઝાંખી
જોતી રહી કેશમણે (૨) કે નયણે રોતી રહી

રોહીણી તું રાગ માટે શામ્બ છુચ્ચો પંગાથે
પ્રેમી થઇ કેલલનાં (૨) હુ છુચ્ચો વ્હેમી થઇ

વાલીચો કીશોરી--          ૩૧

જુઓ કાળા કામણુની કમાઈ બાઇ ભાઇ
સૌ ભાળો આ ભવમાં કોતકની ભવાઇ
દમડા કઢાવ્યા કોતકમાં નચાવ્યા
એક નડીઓ આ કરમે નબોળો ફસાઇ
તક આ કોતક જયારે જ્યારે બહાર જાશે
ત્યારે જગને કોતક થાશે ટોળે વળી
કોતક જોવા ધાશે,
હું કહીશ તક ત્યારે એ કહેશે કોતક
મળી કરમે કામણુના કોતકની આ બાઇ
કરશો કોતક નહી કોઇ આ અધોગતિને જોઇ
ગયા કોતકમાં અન્તે આ જીવડા ફસાઇ

સખીયો--          ૩૨

કૈલાસી તું રૂપથી આભુષણુ ઓપાય
સુબીંબી ટીલી થકી શામ્બ સદા શરમાય
હા મીઠડા બોલડે લોભાવજે
નાજુકતાને નખરે નેહે નચાવજે નખરાળી
મારી મોહબાણુ
મધુરી વાણીનાં મોંઘેરા મુલ સુણી અજીત
કરે મન ફુલ

મહજંગે ચડી અંગે
સુખના અંકાય કાયાંય દીઠાને દાઝ

અજીત, કૈલાસ— ૩૩

જડીયો તો જડતરમાં મળીયો તું મેરાણુ
વિશ્વવર ત્રિનયના ત્રિપુરારી પ્રાણુ
ગોવિંદને કળનારી કમળાક્ષી સુજાણુ
લ્હાવ ભાવ સુખે લ્યો પરવીણી પ્રાણુ
મહેરામણુ મારા છો પરવીણી પ્યારા છો
વીધીની વ્યાધીઓ ભુલી ભુલાવો
નીધીની નારી સુરીતે સોહાવો

સર્વે— ૩૪

સોબત જેવી અસરનું મન
સદા સદ્ સંગત રાખો સુમન
શ્રવણુ સાદ બ્રહ્મ નાદ સંભાર
બે આંખો ખોલીને તું જો કીરતાર
છે સાચા દીલનો દીલદાર
છે નવ કંઇ એનાથી છુપા દીદાર
દીલની જાણે વાત પાતાળે સાત
છુપો તવ જાણે તું મન જાણે તું મન.
મોરાર

અંક ૩ જો સમાપ્ત.

ૐ

શાન્તિ, શાન્તિ. શાન્તિ.